ધારેલું બિંદુ તે. ( ૩ ) અમુક નક્કી કરેલો હેતુ-આશય-વિચાર તે. ( ૪ ) હદ; મર્યાદા. ક્રિ૦ પ્ર૦ નેમ ચૂકવી=નિશાન નહિ પડવું; ધારેલો હેતુ ભૂલી જવાવો.

નેમી, સ્ત્રી૦ [ સં૦ ] પૈડાની પરિધ; ચક્રધાર. (૨) કુવા ઉપરની પાણી તાણવાની ગરગડી.

નેરૂં, ન૦ ચોમાસામાં પાણી વહેતું હોય તે વહેળો; કોતર. (૨) વિ૦ ન્યારૂં.

નેવ, વિ૦ નેઉ; સોમાં દસકમ; ૯૦ ( ૨ ) નેઉ; નળિયાં. ( ૩ ) જ્યાં નેવાંના ધાધોડા પડતા હોય તે જગા ને નળિયાંથી પડતી પાણીની ધારાઓ તે. રૂ૦ પ્ર૦ નેવે મૂકવું=ભૂલી જવું; વિસારી મૂકવું. ઉંચું મૂકવું; નહિ યાદ રાખવું. તજી દેવું; ઉપેક્ષા કરવી. કહે૦ નેવનાં પાણી મોભ ચઢવાં=નહિ થવા જેવું થયું; અસંભવિત હોય તેવું બનવું. અવળે રસ્તે જવું; ઉલટ સુલટ થઇ જવું. નેવે પાણી આવ્યાં=રેલા ચાલે એટલો વરસાદ વરસ્યો.

નેવર, ન૦ ઝાંઝર.

નેવલ, સ્ત્રી૦ બેડી. (૨) ઘરેણું.

નેવલે, અ૦ નેવે. ઉ૦ આવરે વરસાદ નેવલે પાણી.

નેવાણી, સ્ત્રી૦ નેવનાં પાણી પડવા માટે રાખેલી બે ઘર વચ્ચેની સાંકડી લાંબી ગલી; નવેળી.

નેવું, વિ૦ સોમાં દસકમ; ૯૦. ( ૨ ) નળિયું; નાળ.

નેવ્યાસી, વિ૦ એંશીને નવ; ૮૯.

નેશ, વિ૦ [ સં. નેષ્ઠ ] ખરાબ; નઠારૂં; દુષ્ટ. (૨) હીણું; કમનસીબ.:-નેશપગલાંની=નહિ ઇચ્છવા યોગ્ય.

નેસડો, પું૦ ગાયો ને ગોવાળોને રહેવાનું સ્થાન તે; રબારીવાડો. ( ૨ ) ગાયોને રાખવાનો વાડો; ગૌશાળા.

નેસ્તી, પું૦ ખોરાક માટે જોઇતી ચીજો વેચનારો; મોદી; પરચૂરણ ઘરગતુ વસ્તુઓ, અનાજ, વગેરે વેચનારો જે વેપારી તે.:-નેસ્તીની દુકાન.

નેહ, પું૦ [ સં. સ્નેહ ] પ્રેમ; પ્યાર; સ્નેહ. (૨) સ્ત્રી૦ હુક્કાની લાકડાની નળી.

નેહર, જુ૦ નહેર.

નેહરી, સ્ત્રી૦ નેફો. ઉ૦ સુવાને કાજે સાથરોરે, પહેરવાનું વસ્તર જાડું, શીતળ જળે મારી દીકરીરે, નહિ નેહરી ને નાડું. પ્રેમાનંદ.

નેહમી, અ૦ હમેશ; સદા; રોજ.

નેળ, સ્ત્રી૦ નળોકડી, નાળ; ઝાડી વચ્ચેનો અથવા ઝાડમાં થઇને જવાનો સાંકડો રસ્તો. કહે૦ નેળનાં ગાડાં શું નેળમાં રહેશે ?

નૈં, સ્ત્રી૦ હુક્કાની લાકડાની નળી.

નૈર્ઋત, વિ૦ [ સં. ] દક્ષિણ અને પશ્ચિમ વચ્ચેની દિશા; ખુણો. નૈઋતખુણો.

નૈગમ, પું૦ [ સં. ] વણિક; વાણિયો, વેપારી.

નૈડ, પું૦ પુરૂષેંદ્રિય; લિંગ.

નૈપુણ્ય, ન૦ [ સં. ] નિપુરણતા; કુશળતા: બાહોશી; આવડ.

નૈમિત્તિક, વિ૦ [ સં ] નિમિત જન્ય; પ્રાસંગિક; હમેશનું નહિ એવું.

નૈયત, સ્ત્રી૦ દાનત; વૃત્તિ; મનોગતાર્થ. (૨) નિષ્ઠા.

નૈયાયિક, વિ૦ [ સં. ] ન્યાય શાસ્ત્ર જાણનાર; ન્યાયમાં પાવરધો હોય તે.

નૈલું, ન૦ નખ ને લગતી ચામડી; નખ નજીકનું માંસ. (૨) દુખી. ઉ૦ નૈયાનં તારે; અતિ અનોપમ છે. બાળ સાહિત્ય

નૈરાશ્ય, ન૦ [ સં. ] નિરાશા; નાસીપાસી.

નૈર્ગુણ્ય, ન૦ [ સં. ] નિર્ગુણત્વ; ગુણાતીતપણું.

**નૈવેદ્ય**, ન૦ [ સં. ] નવેદ; દેવને નિવેદન કરવાનું જે દ્રવ્ય—સામગ્રી તે; પરસાદ; પ્રસાદ.

**નૈષધ**, પું૦ [ સં. ] એક પ્રાચીન દેશનું નામ. નૈષધનાથ—નળરાજા. ઉ૦ નૈષધનાથ વાટે મ...

**નૈષ્ઠિક**, વિ૦ [ સં. ] કર્મ ઉપર નિષ્ઠાવાળો; જન્મારો બ્રહ્મચર્ય રાખી ગુરુને ત્યાં રહી કર્મ કરનારો (બ્રહ્મચારી તે.)

**નૈસર્ગિક**, વિ૦ [ સં. ] સ્વાભાવિક; સહજ; કુદરતી.

**નો**, અ૦ નહિ. (૨) છઠ્ઠી વિભક્તિનો પ્રત્યય. રામનો. (૩) રૂપીઃ—મનનું આકાશ=મન-રૂપી આકાશ.

**નોકર**, પું૦ [ फा. ] પગાર લઇ કામ કરનારો; મહેતો; ચાકર; માણસ. (૨) દાસ; સેવક; ખિદમદગાર.:—નોકર ચાકર.

**નોકરિયાટ**, વિ૦ નોકરી એ જેની વૃત્તિ હોય તેવું; નોકરી કરનારૂં; પગારદાર માણસ; નોકરીવાળું. (૨) પરસ્વાધીન.

**નોકરી**, સ્ત્રી૦ નોકર તરીકે જે વૃત્તિ કરવી તે; નોકર વૃત્તિ; ચાકરી; સેવા; ખિદમદગારી. (૨) નોકર તરીકે રહીને કરવાનું જે કામ તે. (૩) નોકરની જગા તે.

**નોકારસી**, સ્ત્રી૦ નોંકાર મંત્રની દીક્ષાવાળાએોનું મોટું જમણ તે; શ્રાવકોની ચોરાસી; જૈનોનું મોટું જમણ.

**નોખ**, સ્ત્રી૦ (પું૦) છટા; ખુબી. (૨) ઘાટ; ડોળ. (૩) ટેક; વટ; આબરૂ. (૪) આગળની શોભા; સુશોભિતપણું; મોખરો; મુખવટો. ક્રિ૦ પ્ર૦ નોખ રાખવી=ટેકની શોભા રાખવી. નોખ લેવી: આબરૂ લેવી.

**નોખદાર**, વિ૦ મોખરાનું. (૨) ઘાટદાર; ખુબીવાળું. (૨) મુખવટે બહુ સારૂં—શોભિતું તે.

**નોખું**, વિ૦ જુદું; અળગું; ઈલાયદું, ક્રિ૦ પ્ર૦ નોખું કરવું=જુદું કરવું; જુદું પાડી દેવું. નોખું બોલવું=ફરીને બોલવું; જુદું-જુદું બોલવું.

**નોઝણાસાંકળ**, સ્ત્રી૦ કમાડને બારસાખને જોડી રાખનારી સાંકળ તે; સરડિયા સાંકળ.

**નોઝણું**, ન૦ જોડી રાખનારૂં—છુટા નહિ થવા દેનારૂં જે દોરડું તે; સેલો. દહોતી વખતે ગાય કુદી જાય નહિ અથવા પાટુ મારી દહોણી પાડી નંખાવે નહિ તે માટે તેના પાછલા બે પગ બાંધી રાખવાનું દોરડું. ક્રિ૦ પ્ર૦ નોઝણું બાંધવું=સેલો વાળવો.

**નોટ**, સ્ત્રી૦ [ સં. ] સિક્કાને ઠેકાણે વપરાતો ચલણી કાગળ. (૨) ચીઠી. (૩) નોંધ; ટિપ્પણ; ઉતારો; નોંધ.

**નોતર**, સ્ત્રી૦ નોતરવું તે: નોતરવાનું જે કામ તે.:—દિવાન સાહેબ બે ભાયાતોને લઇ બાજુબંધ રાજાઓની નોતરે ગયા છે. (૨) નોતરવાથી આવેલી જે મહેમાન મંડળી તે.:—ત્રણ રાજાઓ નોતરમાં આવ્યા છે.

**નોતરવું**, ક્રિ૦ સ૦ જમવા તેડવું; ઇજન દેવું; બોલાવવું; નિમંત્રવું; આમંત્રણ કરવું.

**નોતરિયો**, પું૦ નોતરાં દેનારો; ગોર.

**નોતરૂં**, ન૦ નિમંત્રણ; જમવાને મળવા મહાલવા બોલાવવું તે; આમંત્રણ; ઇજન. ક્રિ૦ પ્ર૦ નોતરૂં કરવું—સમવાય—નાતમાંથી નિમંત્રણ કાઢી નાંખવું. કહે૦ નાતનું નોતરૂં ને ઘરનું પાણી.

**નોધણું**, વિ૦ નાનું. નોધલિયો=નાનો.

**નોધારૂં**, ક્રિ૦ આધાર વગરનું; આશ્રય રહિત;

એકલવાયું; અક્ષર; ટેકા વગરનું.

**નોબત**, સ્ત્રી૦ મોટું નગારૂં; ઉંટ ઉપર રાખી વગાડવાનું મોટું લડાઇનું નગારૂં (૨) દેવમંદિરમાંનું મોટું નગારૂં. ઉ૦ કાકરિયા ઉપરરે કે નોબત વાગે છે, ઝુંપડીઓ માંનારે કે જોધમલ જાગે છે. કાકરિયા.

**નોમ**, સ્ત્રી૦ [ સં. नवमी ] પખવાડિયાનો નવમો દિવસ.

**નોય**, નહોય.

**નોર**, નૂર. (૨) નહોર; પશુ–પંખીના પંઝાનો નખ.

**નોરતું**, ન૦ નવરાત્રિઓમાંનો અકકેકો દિવસ તે.:–એ નોરતાં ગયાં.

**નોરપડવું**, ક્રિ૦ હાર પાડવું; ચાલતું થવું.

**નોરા**, પું૦ નહોરા; કાલાવાલા; આજીજી; નહોર ભરવી જોરથી અટકાવવું–બહુ આગ્રહ કરવો તે. (૨) નહોર ભરવીને ઉભા રહેવાનું સ્થાન. ( જ્યાં કોસ ખેંચીને ગયેલા બળદ ઉભા રહે છે તે સ્થાન ) ક્રિ૦ પ્ર૦ નોરા કરવા–ખૂબ આગ્રહ કરવો.

**નોરિયું**, ન૦ નખથી કરેલો ઉઝરડો; નખ મારવો તે; નખે પાડેલો આંકો:–બિલાડીએ નોરિયાં ભર્યાં.

**નોહરા**, પું૦ નોરા; કાલાવાલા.

**નોહે**, નહોય.

**નોળ**, પું૦ નકુળ; નોળિયો. (૨) જાડાં પાતળાં નહિ પણ નોળિયા જેવાં પેટ છાતી વગેરેથી સરખા ઘાટનો તંદુરસ્ત અને વક્ર વગરનો એવો તે.:–નાગો નોળ.

**નોળવું**, ક્રિ૦ સ૦ મસોતાથી ઘસીને ગોરસ ધોવું–સાફ કરવું તે; ફેરવી ઘસીને ધોવું.

**નોળિયો**, પું૦ નોળ: શરીરે લાંબા વાળવાળું એક હાથ લાંબું એક ચોપગું જનાવર. એ સાપને દેખે ત્યાંથી મારે છે.

**નોળીકર્મ**, ન૦ શરીરના મળ દૂર કરવાની એક યૌગિક ક્રિયા; નાકેથી પાણી લઇ મોઢે ને મોઢેથી લઇ નાકે કાઢી નાંખવાની ક્રિયા; (૨) લુચ્ચાઇ.

**નોળાંનોમ**, સ્ત્રી૦ શ્રાવણ સુદિ નોમ.

**નોળું**, ન૦ નાનું સાપોલિયું.

**નોંક**, જુ૦ નોખ.

**નોંકાર**, પું૦ જૈનોનો એક દીક્ષામંત્ર.

**નૌંકારસી**, સ્ત્રી૦ શ્રાવક–જૈનોનું જાહેર મોટું જમણ તે.

**નોંધ**, સ્ત્રી૦ યાદદાસ્તને માટે કરેલું જે ટાંચણ તે; વિગત વગરનું જે ટુંકું લખાણ તે; ટિપ્પણ. (૨) યાદ. નોંધપોથી=રોજનિશિ; ડાયરી; નોંધ કરવાની ચોપડી.

**નોંધવું**, ક્રિ૦ સ૦ ટિપ્પણ કરવું; ટપકાવવું; ટુંકામાં લખી લેવું; ઉપર ટપકે યાદદાસ્ત માટે લખી લેવું. (૨) નામ દાખલ કરવું; લિસ્ટમાં જોડવું.

**નોંમ**, જુ૦ નોમ.

**નૌ**, ન૦ [ સં. ] વહાણ; મછવો.

**નૌકા**, સ્ત્રી૦ વહાણ; હોડી.

**નૌકાગમન**, ન૦ સમુદ્રયાત્રા; સફર; વહાણમાં બેસીને જવું તે.

**નૌકાશાસ્ત્ર**, ન૦ વહાણવટું ચલાવવાની–સમુદ્ર ખેડવાની વિદ્યા.

**નૌતમ**, વિ૦ [ સં. ] નવું; નવું અને સુશોભિત.

**નૌસૈન્ય**, ન૦ [ સં. ] દરિયાઇ લશ્કર.

**ન્યક્કાર**, પું૦ [ સં. ] તુચ્છકાર; અવગણના.

**ન્યગ્રોધ**, પું૦ [ સં. ] પિંપળો, પિંપરને વડની જાતનું એક ઝાડ.

**ન્યસ્ત**, વિ૦ નાખેલું; ફેંકેલું.

**ન્યાત**, સ્ત્રી૦ જ્ઞાતિ; નાત; એક તરેહના રીતરિવાજવાળું લોકનું એક મંડળ તે.

